બિસ્મીલ્લાહીર્રહેમાનિર્રહીમ

# નેક ઔરતના ગુણો

નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમનુ ફરમાન છે કે આખી દુનિયા 'મતાઅ' એટલે મિલ્કત છે અને બહેતરીન મતાઅ નેક ઔરત છે. (મિશ્કાત)

એટલે કે આખી દુનિયા, મિલ્કત અને પૂંજી છે, પરંતુ દુનિયાની તે તમામ ચીજો ફાની છે, ખતમ થઇ જવાની છે. જયારે નેક ઔરત દુનિયાની શ્રેષ્ઠ પૂંજી છે. નેક ઔરતના કારણે ઘરની રોનક વધે છે. ઘર, મહોલ્લા, સમાજનાં નેક સંસ્કારનું સિંચન થાય છે. અને એક સંસ્કારી સમાજની રચના થાય છે.

ઈસ્લામે ઔરતને ખુબ જ ઈજ્જત અને ઉચ્ચ દરજ્જા અતા ફરમાવ્યા છે અને નેકીના તમામ કામોના બદલામાં જે અજર અને સવાબ પુરુષો માટે રાખ્યો છે તે જ ઔરતો માટે પણ રાખ્યા છે. માટે ઔરતોને જોઈએ કે પોતાની અંદર એવા નેક ગુણ પૈદા કરે જેના કારણે માહોલ દિનદાર બને અને તેમની પોતાની પણ દુનિયા અને આખેરત સફળ થાય.

**૧. નમાઝ રોઝાની પાબંદ : )**

નેક ઔરતનો આ સૌથી અગત્યનો ખાસ ગુણ છે કે તે નમાઝ રોઝાની પાબંદીનો હમેંશા ખયાલ રાખે છે. કેમ કે લા ઈલાહા ઈલ્લલ્લાહ અને મુહમ્મદુર્રસુલુલ્લાહની ગવાહી આપ્યા પછી એક મુસલમાન ઉપર જે સૌથી મોટી ફરજ લાગુ પડે છે તે પાંચ વખતની નમાઝ છે અને કયામતના દિવસે તેના વિષે જ સૌથી પહેલા પૂછપરછ થશે.

(૧) સૌથી અફઝલ અમલ નમાઝને તેના સમય પર પઢવું છે (બુખારી). (૨) નમાઝ નુર છે એટલે રોશની છે (મુસ્લિમ). (૩) નમાઝ બેશર્મી અને બુરાઈના કામોથી બચાવે છે (સુરએ-અનકબુત). (૪) નમાઝ વડે અલ્લાહની મદદ મેળવી શકાય છે (સુરએ-બકરહ).(૫) જો કોઈ વ્યકિતના ઘર પાસેથી નહેર-નદી વહેતી હોય અને તેમાં તે દિવસમાં પાંચ વખત ગુસલ કરે તો તેના શરીર પર બિલકુલ મેલ બાકી ન રહે તેજ રીતે પાંચ સમયની નમાઝ માણસના ગુનાહોને મીટાવી દે છે. (બુખારી). (૬) જેણે પાબંદીથી હંમેશા નમાઝ પઢી તેના માટે આ નમાઝ કયામતના દિવસે રોશની, દલીલ અને છુટકારાનું કારણ બનશે. (મુસ્નદ અહમદ)

નમાઝની સાથે સાથે રમજાન શરીફના ફર્જ રોજા પણ નેક ઔરત પુરા રાખે છે, વધુમાં સુન્નત રોઝા જેવા કે મોહરમ અને આશુરાના રોઝા, શાબાન

મહીનાન શરુન રોઝા, શવ્વાલના છ રોજા, દર મહિનાના ૧૩,૧૪, અને ૧૫ માં ચાંદના રોજા વગેરે શક્ય હોય ત્યાં સુધી રાખવા, આ પણ નેક ઔરતનો ગુણ છે.

નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમનુ ફરમાન છે, કે 'જયારે ઔરત પાંચ ટાઈમની નમાઝ પાબંદીથી પઢે, રમજાન શરીફના રોઝા રાખે, પોતાની શર્મગાહની હિફાઝત કરે અને પોતાના શોહરની ફરમાબરદારી કરે, તો તે જન્નતના જે દરવાજામાંથી ચાહે જન્નતમાં દાખલ થઈ જાય. (મિશ્કાત)

**૨. કુર્આન શરીફની તિલાવત : )**

નિયમિત રીતે કુર્આન શરીફ પઢતા રહેવું તે પણ નેક ઔરતનો ગુણ છે. કુર્આન શરીફના એક હરફ પઢવા પર દશ નેકી મળે છે.

નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ રોજ રાત્રે સૂતા પહેલા સુરએ મુલ્ક અને સુરએ સજદહ પઢતા. -સુરએ મુલ્ક તેની તિલાવત કરનારને અઝબે કબ્રથી બચાવશે.

જે ઘરમાં સુરએ બકરહની નિયમિત તિલાવત થતી હોય તે ઘરમાં શેતાન દાખલ થઈ શકતો નથી.

**૩. અલ્લાહનો ઝિક્ર : )**

હંમેશા અલ્લાહનો ઝિક્ર કરતા રહેવું એ પણ નેક ઔરતનો ગુણ છે. કેમ કે અલ્લાહના ઝિક્રથી દિલોને સુકુન મળે છે.

**હદિષ પ્રમાણે કેટલાક ઝિક્ર**

(૧) અફઝલ ઝિક્ર ' લા ઈલાહા ઈલ્લલ્લાહ' છે. (તિરમીઝી)

(૨ ) સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.

(૩) સુબ્હાનલ્લાહિ વબિ હમ્દિહિ સુબ્હાનલ્લાહિલ અઝીમ.

(૪) લા હવ્લા વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ.

(૫)લા ઈલાહા ઈલ્લા અન્ત સુબ્હાન-ક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન

આ ઉપરાંત ખાતી વખતે, ખાધા પછી, સૂતી વખતે ઉઠતી વખતે, ઘરમાં દાખલ થતાં, ઘરમાંથી નીકળતા અને બીજી સવાર સાંજની દુઆઓ વગેરે પણ પઢતા રહેવું નેક ઔરતની નિશાની છે.

**૪. સુન્નત અને નવાફિલ પઢવાવાળી ઔરત : )**

ફર્જ નમાઝો ઉપરાંત સમયની અનુકુળતા મુજબ બીજી સુન્નત અને નફીલ નમાઝો પઢતા રહેવું નેક ઔરતનો ગુણ છે.

દા.ત. ઈશરાક અથવા ચાશ્તની નમાઝ, તહજ્જુદની નમાઝ અને રમજાન માં તરાવીહન નમાઝ વગેરે. નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, તે ઔરત ઉપર અલ્લાહની રહમતો ઉતરે છે, જે રાત્રે ઉઠીને તહજ્જૂદની નમાઝ પઢે છે

અને પોતાના શોહરને પણ ઉઠાડીને પઢાવે છે.

### ૫. સદકા ખેરાત કરવાવાળી ઔરત : )

પોતાની હૈસિયત પ્રમાણે અલ્લાહની રાહમાં ખર્ચ કરવું, કોઈ ગરીબને મદદ કરવું વગેરે પણ નેક ઔરતની ખસલત છે નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું 'અય ઔરતો તમે સદકો ખૈરાત વધુ કર્યા કરો કેમ કે તમે વધારે જહન્નમ ની ઈંધણ બનવાની છો.' એટલે કે સદકો ખૈરાત કરતા રહો કેમ કે સદકો અલ્લાહ ના ગઝબને ઠારી દે છે. આ ઉપરાંત નેક ઔરતે પોતાની પાસેના માલ અને ઘરેણા ઉપર જો ઝકાતની શરતો લાગુ પડતી હોય તો ઝકાત કાઢવી પણ જરૂરી છે.

### ૬. તૌહિદ ઉપર પાકો અમલ અને દરેક પ્રકારના શિર્કથી બચવું : )

નેક ઔરતની આ પણ એક મહત્વની ખસલત છે કે તે તૌહિદની સંપૂર્ણ પાબંદ હોય છે. મુસીબતમાં પોકારે છે તો ફકત અલ્લાહને પોકારે છે. પોતાની જરૂરત માંગે છે તો ફકત અલ્લાહ થી માંગે છે તે સારી રીતે સમજે છે કે અલ્લાહ સિવાય કોઈ દુઆઓ કબુલ કરનાર નથી, અલ્લાહ સિવાય કોઈ બિમારી થી શિફા આપનાર નથી, અલ્લાહ સિવાય કોઈ મુસીબતો દુર કરનાર નથી, અલ્લાહ સિવાય કોઈ રોજીની તંગી દૂર કરનાર નથી. આ વાતને પણ તે સારી રીતે સમજે છે કે અલ્લાહ સુધી આપણી દુઆને પહોંચાડવા માટે કોઈ માધ્યમની જરૂર નથી. આવા અકીદહને તે શિર્કમાને છે, જાદુટોના કરવાને તે શિર્ક માને છે, તાવીજ-દોરા ધાગા વગેરેને તે શિર્ક માને છે અહી સુધી કે અલ્લાહ સિવાય અન્યની કસમ ખાવી એ પણ શિર્ક છે, આ વાતને તે સારી રીતે જાણે છે. તેને કોઈ દિવસ કોઈ કાહીન, મજુસી, મુજાવર કે બાપુઓ પાસે જવાની જરૂર જ પડતી નથી એનો આ પાકો અકીદહ હોય છે કે 'હસ્બિયલ્લાહુ નેઅમલ મૌલા વ નેઅમલ વકીલ' મારા માટે અલ્લાહ પુરતો છે તે બહેતરીન માલિક અને બહેતરીન કારસાઝ એટલે કે કામ કાઢ નાર છે.

### ૭. બાળકોની ઈસ્લામી તરીકા પ્રમાણે સહી તરબિયત કરવી : )

નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે. 'ઔરત શોહરના ઘરની રખેવાળ અને પોતાની ઔલાદની જીમ્મેદાર છે. કયામતના દિવસે તેને તેની આ જવાબદરી વિષે પૂછવામાં આવશે. (બુખારી)

એક નેક ઔરત આ વાતનો હંમેશા ખ્યાલ રાખે છે કે મારા બાળકની ફકત દુનિયાની જીંદગી બની જાય તે પુરતુ નથી, બલ્કે વધારે અગત્યનું તે છે કે તેની આખેરતની જીંદગી પણ બની જાય આ માટે બાળપણ થી જ તે બાળકમાં ઈસ્લામી સંસ્કારનું સિંચન કરે છે, બાળક બોલતા શીખે તો સૌથી પહેલા તેને દીની કલેમાત બોલતા શીખવાડે છે, સહેજ સમજદારી આવતા તેને ખાવાપીવાના, ઉઠવા બેસવાના સૂવાના, જાગવાના, પેશાબ પાખાનાના વગેરે બધા તરીકા સુન્નત પ્રમાણે શીખડાવે

છે. સાથે સાથે સવાર-સાંજ દરમ્યાનની જરૂરી દુઆઓ શીખડાવે છે. ઈબ્રત માટે તેને પયગંબરોના અને સહાબાઓના કિસ્સા અવારનવાર સંભળાવે છે. તેને સ્કૂલના ભણતરની સાથે સાથે સારામાં સારા મદ્રસામાં દીની તાલિમ પણ અપાવે છે. તેના પરિણામે તે નેક ઔરતનું બાળક પણ નેક બને છે અને આગળ જતા માંબાપને પજવનારું ન બનતા મા-બાપની આંખોની ઠંડક બને છે.

નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમની સરસ હદિષ છે કે, 'સારા સંસ્કાર થી વધારે સારી ભેટ કોઈ મા-બાપ પોતાના બાળકને નથી આપતું.

**૮. વધુ સંતાનો પેદા થવાને શર્મ કે આળ નું કારણ ન ગણવું : )**

નેક ઔરતની એક આ પણ ખૂબી છે કે વધુ બાળકો પેદા થવાને કારણે તે શર્મ કે આળ મહેસુસ નથી કરતી બલ્કે ખુશી મહેસુસ કરે છે અને અલ્લાહનો શુક્ર અદા કરે છે. કેમ કે પ્યારા પયગંબર સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ની આ વસીયતને તે જાણે છે કે 'તે ઔરતોની સાથે નિકાહ કરો જે વધુ બાળકો જણવાવાળી હોય બેશક હું તમારી મોટી સંખ્યાને કારણે બીજી ઉમ્મતો ઉપર ફખર કરીશ.' (અબુદાઉદ)

**૯. દીકરીઓથી મુહબ્બત રાખવી અને રાજીખુશીથી તેમની પરવરીશ કરવી : )**

હઝરત આઈશા (રઝિ.) બયાન કરે છે કે મારી પાસે એક માંગવાવાળી ઔરત આવી તેની જોડે તેની બે દિકરીઓ હતી. તે વખતે મારી પાસે તેને આપવા માટે એક ખજુર સિવાય કંઈ ન હતું મે તેને તે ખજુર આપી દીધી. તે ઔરતે તે ખજુરના બે ટુકડા કરી પોતાની બંને દીકરીઓને એક એક આપી દીધા, પોતે ન ખાધી. ફરી જતી રહી. ત્યાર બાદ નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ જયારે આવ્યા ત્યારે મે આ ઔરતની વાત જણાવી આપ સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું 'જે વ્યકિતને દીકરીઓ વડે અજમાવવામાં આવી એટલે કે ઔલાદમાં દીકરીઓ મળી ફરી તેણે તે દીકરીઓ સાથે સારૂ વર્તન કરી તેમની પરવરિશ કરી, તો કયામતના દિવસે તે દીકરીઓ તેના માટે દોઝખથી આડ બની જશે. (બુખારી)

**૧૦. સંતોષ અને શુક્રગુજારીનો ગણ : )**

નેક ઔરતની એક નેક ખસલત આ પણ છે કે તે જે પણ હાલતમાં હોય તે હાલતમાં સંતોષ માને છે અને અલ્લાહનો શુક્ર અદા કરે છે. અલ્લાહ તઆલા ખુદ કુર્આન ફરમાવે છે. જો તમે મારો શુક્ર અદા કરશો તો હું તમને વધારે આપીશ અને જો તમે મારી નાશુકી કરશો તો મારો અઝાબ પણ સખત છે.' (૭, સુરએ ઈબ્રાહીમ)

**૧૧. હંમેશા પાકી સફાઈ નો ખ્યાલ રાખવો અને ઘરને પણ ચોખ્ખું રાખવું :)**

નેક ઔરતની આ પણ એક ખાસિયત છે કે તે પાકી સફાઈનો હંમેશા ખચાલ રાખે છે. પોતે હંમેશા પાક સાફ રહેવું પસંદ કરે છે, બાળકોને પણ ચોખ્ખા રાખે છે અને ઘરને પણ ચોખ્ખુ રાખે છે કેમ કે તે નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ નુ આ ફરમાન જાણે છે કે ''પાકી અડધુ ઈમાન છે.'' (મુસ્લિમ શરીફ)

નેક ઔરત પોતાના કપડા એટલી હદે મેલા થવા દેતી નથી કે સામેવાળાને ઘીન આવે. પોતાના નાપાકી દિવસોથી ફારિગ થતાની સાથેજ જરાય આળસ કર્યા વગર તરત ગુસ્લ કરી, પાકી હાસીલ કરી લે છે અને પછી નમાઝ રોજા ઉપર લાગી જાય છે શોહરને ગમે અને શોહર ખુશ રહે તેવા ચોખ્ખા વસ્ત્રો પહેરે છે શોહરને માટે જ શણગાર સજે છે. બાળકોને નિયમિત રીતે નવડાવતી રહે છે અને કપડા બદલાવતી રહે છે. ઘરની દરેક વસ્તુ તેના ઠેકાણે રાખે છે, ઘરની સફાઈ સુથરાઈમાં, કપડા અને વાસણ વગેરે ધોવામાં અને ઘરના બીજા કામોમાં જરાપણ લાપરવાહી રાખતી નથી. જેને કારણે તેનું ઘર હંમેશા ચોખ્ખુ લાગે છે.

**૧૨. ઘરમાં ગંદુ લીટરેચર, જાનદાર ચીજોની તસ્વીરો, ગીતો સંગીત કે ગંદી ટી.વી. સીરીચલો ન હોવા જોઈએ :)**

એક નેક ઔરત કે જે દિવસમાં પાંચ વખતની નમાઝ અદા કરે છે, કુર્આનની નિયમિત તિલાવત કરે છે, ઉઠતા બેસતા અલ્લાહ ઝિકર કરતી રહે છે તે કદીપણ પોતાન ઘરમાં ગંદુ લીટરેચર (બિભસ્ત ફોટાવાળા અને બેકાર મેગેઝીનો, બિભસ્ત ફોટા અને અર્થહીન સમાચારોવાળા દૈનિક પેપરો કે દૈનિક યા અઠવાડિક પૂર્તિઓ અને બેકાર નવલકથાઓ વગેરે) ઘુસવા દેતી નથી. અને અગર આવી જાય તો તેનો નાશ કરી નાખે છે જાનદાર (સજીવ) ચીજોના ફોટા ઘરમાં રહવા દેતી નથી. ફિલ્મી ફહશ ગીત સંગીત, યા બેકાર ટી.વી. સીરીયલથી બલ્કે ટી.વી. જોવાથી જ પોતે પણ બચે અને પોતાના બાળકોને પણ દૂર રાખે છે. તે જાણે છે આ ચીજા એક એવું ખરાબ દુષણ છે કે જેના કારણે બાળકોના ઝહન બુરાઈઓ તરફ અને માબાપની નાફરમાની તરફ આસાનીથી ઢળી જાય છે. નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, 'બેશક અલ્લાહ તઆલાએ શરાબ, જુગાર, સંગીતવાજા, તબલા અને તંબૂરાને હરામ કર્યા છે.'(મુસ્નદ અહમદ) તેમજ ફરમાવ્યું, 'કોઈ પણ માણસનું પોતાના પેટને પરૂ વડે ભરી લેવું બેહતર છે તેના કરતા કે ગંદા શેરશાયરી અને ગીતો વડે ભરે.'(સહી મુસ્લીમ)

એક નેક ઔરત આ તમામ ચીજોથી બચીને દીની કિતાબો વાંચવાનો શોખ ધરાવે છે અને પોતાનું ઈલ્મ વધે તે માટે ગુજરાતી અનુવાદવાળુ કુર્આન વાંચે છે તેમજ નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ની હદિષનો પણ અભ્યાસ કરે છે.

### ૧૩. નેક ઔરત હંમેશા શોહરની ફરમાબરદાર હોય છે :)

નેક ઔરતનો આ પણ એક મહત્વનો ગુણ છે કે તે હંમેશા શોહરનું કહ્યુ માને છે કેમ કે તે સારી જાણે છે કે ઔરતની આ એક એવી ફરજ છે કે જેને અદા કરવાથી જન્નત મળે છે અને તેને ચૂકી જવાથી જહન્નમમાં જવું પડે છે. આ બાબતે નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ હદિષમાં ખૂબ જ તાકીદ કરી છે. ફરમાવ્યું છે કે 'જે ઔરત આ હાલતમાં મરે કે તેના શોહર તેનાથી રાજી હોય તે ઔરત જન્નતમાં જશે. (તિરમીઝી)

એક નેક ઔરત આ વાત સારી જાણે છે. તેથી તે શોહરનું કહ્યું માની શોહરને પણ રાજી રાખે છે અને અલ્લાહને પણ રાજી રાખે છે.

હા, શોહર અગર ગુનાહનો કે શરીઅતના ખિલાફ કોઈ કામનો હુકમ કરે તો તેને ન માનવો જોઈએ.

### ૧૪.પોતાની ઈઝઝત અને અસમતની દરેક રીતે હિફાઝત કરવી :)

નેક ઔરત જે રીતે પોતાના ઘરેલુ મામલાઓમાં શરીઅતની પાબંદ હોય છે તે જ રીતે તે જયારે ઘરની બહાર નીકળે છે ત્યારે પણ અલ્લાહના અહકામને ભૂલતી નથી. પોતાના ચહેરાને કદીપણ તે પારકા પુરૂષને કે ગૈર મોહરીમને દેખાડવું પસંદ કરતી નથી.

સૌથી પહેલા તો કુર્આનના આ હુકમ કે "તમો પોતાન ઘરોમાં ટકીને બેસી રહો" ઉપર અમલ તરીકે ખાસ જરૂરી કામ વગર કદી ઘરની બહાર નીકળતી નથી. અને જયારે નીકળે છે ત્યારે પણ કુર્આનના પરદાના હુકમ પ્રમાણે પોતાન પૂરા બદનને પરદા (આખા બુરખા) વડે ઢાંકીને નીકળે છે. જે નેક ઔરતની ખાસ પહેચાન છે.

### ૧૫. અન્ય ઔરતો સાથે સારા અખ્લાકથી વર્તવુ અને દીનની નસીહત કરવી :)

નેક ઔરતના અખ્લાક પણ ઉમદા હોય છે સુંદર સ્વભાવ અને વાણી વર્તન ને કારણે તે સૌના દિલ જીતી લે છે. જયારે પણ અન્ય કોઈ ઔરતથી મુલાકાત થાય તો સલામ કહી મુસાફહ કરે છે. હંમેશા સાચુ બોલવું. જૂઠ ગીબત, ચુગલી વગેરેથી પરહેઝ, પડોશીઓ સાથે સગાવહાલા સાથે સદવર્તન જેવા ઉમદા ગુણોને કારણે તે ઘરમાં, કુટુંબમાં અને મહોલ્લામાં માન અને ઈઝઝત પામે છે. આની સાથે સાથે તે અલ્લાહના દીનની વાતો, નસીહતની વાતો અન્ય ઔરતોને બતાવતી રહે છે અને શાદીના કુરીવાજો, શિર્ક બિદઅતના કામો વગેરેથી તેમને ચેતવતી રહે છે.

**૧૬. સીલારહમી અને બુરી સૌહબતથી પરહેઝ :)**

જે માણસ અલ્લાહ ઉપર અને આખેરત ઉપર ઈમાન રાખે છે તેણે જોઈએ કે પોતાના સગાવહાલા સાથે નેક સુલુક કરે. (બુખારી)

નેક ઔરત હંમેશા સીલારહમી કરનારી એટલે સગા-સંબંધી ઓ સાથે સદવર્તન કરનારી અને રિશ્તેદારી તેમજ સબંધો ટકાવી રાખનારી હોય છે. તે કોઈની સાથે બોલચાલ બંધ કરતી નથી કે અબોલા કરતી નથી શોહરના દરેક રિશ્તાઓને પોતાના રિશ્તા માને છે. તેના દિલમાં કોઇના માટે કીનો કે કપટ હોતા નથી. આ એક ઉચ્ચ કક્ષાનો ગુણ છે જે બધી ઔરતોમાં હોતો નથી. આ માટે ઘણીવાર સહન પણ કરવું પડે છે, બૂરા વેણ પણ સાંભળવા પડે છે પરંતુ અંતે તેની જીત થાય છે અને તેનાથી સબંધો કાપી નાખનાર પાછા તેની સાથે સબંધો જોડવા પર મજબુર થાય છે. અને આજ સુન્નત તરીકો પણ છે નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, 'ખરી સીલારહમી તે છે જે સગાવહાલા આપણી સાથે સબંધો કાપે તેમની સાથે સબંધો જોડી રાખવામાં આવે.''

**૧૭. મુસીબત ઉપર સબરનો ગુણ :)**

નેક ઔરત જેટલી અલ્લાહ ડરનારી હોય છે તેટલી જ અલ્લાહ તરફથી તેની આજમાયશ થાય છે મુસીબત, બિમારી, રંજ-ગમ વગેરે દ્વારા અલ્લાહ પોતાની બંદીને આજમાવતો રહે છે. મોમીન ઔરત મુસીબત પર બેબાકળી થઇ જતી નથી અહીં સુધી કે પોતાના કોઇ સ્વજનનો ઈન્તિકાલ થઇ જવા પર પણ સબરનુ દામન છોડતી નથી. અને તે વખતે નોહા માતમ કરવા, ચીસો પાડવી, છાતી કુટવી, જેવા શરીઅત વિરૂદ્ધના કામ કરતી નથી.

અગર શોહરનો ઈન્તિકાલ થઇ જાય તો સબર કરી શરીઅતના હુકમ મુજબ ચાર મહીના અને દસ દિવસની ઇદ્દત પૂરી કરે છે. અને જો અન્ય કોઈ સ્વજનનો ઈન્તિકાલ થઇ જાય તો ત્રણ દિવસથી વધારે શોક પાળતી નથી. ત્રણ દિવસ બાદ રાબેતા મુજબ જીવન શરૂ કરી દે છે. અહીં સુધી કે ત્રણ દિવસ બાદ નજીકમાં, ઘરમાં કે કુટુંબમાં કોઇ ખુશીનો પ્રસંગ આવતો હોય તો તેમાં પણ કોઈ ફેરફાર કર્યા વગર તેને પણ હસતા મોઢે પૂરો કરે છે.

બિસ્મીલ્લાહીર્રહમાનિર્રહીમ

# ઔરતના બદગુણો

**૧. નમાઝો તર્ક કરવી અથવા નમાઝોમાં સુસ્તી કરવી.**

(૧) જે લોકો નમાઝની પાબંદી નથી કરતા તેમના માટે કયામતના દિવસે ન કોઇ જાતનું નૂર હશે, ન દલીલ હશે કે છુટકારો હશે અને તમનો હશર કારૂન, ફિરઔન હમાન અને ઉબયબિન ખલફ ની સાથે થશે. (મુસ્નદ અહમદ)

(૨) વૈલ (જહન્નમનો એક ખતરનાક ભાગ) છે તે નમાઝીઓ માટે જેઓ પોતની નમાઝોમાં સુસ્તી કરે છે. (સૂરે માઉન)

**૨. લાનતાન કરતા રહેવું.**

હંમેશા લાનતાન એટલે કે જુબાનથી અયોગ્ય વાતો બોલતા રહેવું અપશબ્દો બોલતા રહેવું, ગાળો, ગીબત, અને ચાડી ચુગલી વડે ઘરના લોકોને અને અડોશ પડોશ વગેરેને તકલીફ આપતા રહેવું આ બદ ઔરતની નિશાની છે.

નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે એક ઔરતનું વર્ણન કરવામાં આવ્યું કે, તે ઔરત નમાઝ, રોઝાની પાબંદ છે, સદકો પણ કરે છે પરંતુ પોતાની જુબાન વડે અડોશ પાડોશને ખૂબ તકલીફો આપે છે. નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહ્યું તે ઔરત જહન્નમી છે. (અહમદ)

**૩. શોહરની નાફરમાની કરવી અને તેને દુખ આપવું.**

કેટલીક ઔરતોની આ સામાન્ય ખસલતો હોય છે કે શોહરનું કહ્યું નહી માનવાનું, તેની સામે ઉંચા અવાજે બોલવાનું તેના એહસાનોનો ઇન્કાર કરવો, તેના વિરૂદ્ધ અયોગ્ય ફરિયાદો કરતા રહેવું. આવી ખસલતોને કારણે જ ઘરમાં અવારનવાર ઝગડાઓ થતા રહે છે નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે, ‘મે જહન્નમમાં વધારે પડતી ઔરતોને જોઇ લોકોએ પૂછ્યું’ એમ શા માટે ? આપે ફરમાવ્યું: નાફરમાનીને કારણે પૂછવામાં આવ્યું અલ્લાહની નાફરમાનીને કારણે ? ફરમાવ્યું: શોહરની નાફરમાની અને એહસાન ફરામોશી ને કારણે કે તમો જીંદગીભર એની સાથે ભલાઇ કરો અને કોઇકવાર તમારાથી કોઇ તકલીફ થઇ જાય, તો બોલી ઉઠે છે કે, તમારે ત્યાં તો મે સહેજ પણ સુખ જોયું નથી. (બુખારી, મુસ્લિમ)

**૪. ઘરની અને આપસની ખાનગી વાતો લોકોને કરવાની ખસલત.**

ઔરતની ખરાબ ખસલતો માંથી એક આ પણ છે કે પોતાના ઘરની સાસરીની કે અન્ય રાઝની વાતો લોકોની સામે બયાન કરતી ફરે અને કેટલીક ઔરતોમાં એક આ પણ ખરાબ ખસલત હોય છે કે પોતાની મિયાબીવી વચ્ચેની પ્યાર મુહોબ્બતની અને અન્ય ખાનગી વાતો સહેલીઓ આગળ બયાન કરે છે, (ખયાલ રહે, આ વાતની હદિષમાં સખ્તીથી મનાઇ કરવામાં આવી છે.)

**૫. અયોગ્ય બનાવસીગાર કરવો અને તેના પર ઘમંડ કરવાની ખસલત.**

બારીક અને ચુસ્ત લિબાસ પહેરવો જેના કારણે બદનના હિસ્સા જેવી રીતે ઢંકાવવા જોઈએ તે રીતે ન ઢંકાય, ઉંચી બાંયવાળા પહેરણ પહેરવા અને જેના કારણે હાથનો વધુ પડતો હિસ્સો ઉઘાડો દેખાય તેમજ ભ્રમરના વાળ ઉખાડવા, બોયકટ વાળ કરાવવા, વાળ કાળા કરાવવા ઉપરાંત વધુ પડતો બિન જરૂરી મેકઅપ અને બનાવ સિંગાર કરવો. આ બધાજ ઔરતોના અવગુણો છે કે જેની હદિષમાં મનાઇ કરવામાં આવી છે.

(૧) હઝરત આઇશા (રઝિ.) જણાવે છે કે, એક વખત હઝરત અસ્મા (રઝિ.) નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ની પાસે આવી તે વખતે તેના બદન ઉપર બારીક કપડા હતા. આપ સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ તેને જોઇને તેનાથી પોતાનો ચહેરો ફેરવી લીધો અને ફરમાવ્યું ‘અય અસ્મા જયારે ઔરત બાલિગ થઈ જાય તો તેના ચહેરા અને હથેળી સિવાય (ઘરની અંદર) બદનનો કોઇ હિસ્સો દેખાવવો ન જોઇએ. (અબુદાઉદ)

(૨) ખૂશ્બુ લગાવીને મરદોની વચ્ચેથી પસાર થનાર ઔરતને નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ સખ્ત શબ્દોમાં વખોડી છે.

(૩) વાળ કાળા કરવાની ખસલતઃ કેટલીક ઔરતો પોતાની વધતી ઉમરને છુપાવવા વાળને કાળા કરે છે જે માટે નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું મારી ઉમ્મતમાં છેલ્લા જમાનામાં કેટલાક લોકો આવશે જે કાળા રંગ વડે પોતાના વાળોને રંગશે જેમ કે કબૂતરના પીંછા હોય. તેઓ જન્નતની ખૂશ્બુ ન સુંઘશે ન પામશે. (અબુદાઉદ) વાળમાં મહેંદી લગાવવું સુન્નત છે.

(૪) નખ લાંબા કરવા અને તેના ઉપર નૈલ પોલીશ લગાવવીઃ આમ કરનાર ઔરતોને આ વાતની ખબર નથી કે જયારે ને નમાઝ માટે વઝુ કરશે તો નૈલ પોલીશને કારણે નખ ઉપર પાણી નહી પહોંચે અને તેથી વઝુ પુરૂ થયું કહેવાય નહી જેને કારણે નમાઝ પણ નાકિસ રહેશે. (નિદાએ હક)

(૫) બ્યુટી પાર્લરોમાં જવાની આદતઃ આ નવા જમાનની એક નવી ફેશન છે. જેમાં પૈસા પણ વેડફાય છે અને અહીં કરાવવામાં આવતો મોટાભાગનો બનાવસીગાર નાજાઇઝ હોય છે. આ પણ એક બુરી ખસલત છે.

(૬) બનાવટી વાળ લગાવવાળી ઔરત વિષેઃ નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું, વાળમાં નકલી વાળ જોળવાવાળી અને છુંદણા છુંદાવવાળી ઔરતો પર અલ્લાહ લાનત કરે છે.

**૬. બે પર્દગી એકદમ બુરી ખસલત છે.**

રસુલુલ્લાહ સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું કે ‘‘ઔરત સંપૂર્ણ પરદો છે.’’ (તિરમીઝી)

એટલે કે ઔરત શબ્દનો અર્થ જ પરદો થાય છે અને પોતાનું શરીર માથાથી પગ

સુધી પરદામાં રાખવું જરૂરી છે.

(૧) કુર્આનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે, 'મોમીન ઔરતોને કહી દો કે પોતાની નજરોને નીચે રાખે અને પોતની શર્મની જગ્યાઓની હિફાઝત કરે અને પોતાની ઓઢણીઓને પોતાની છાતીઓ પર નાખેલી રાખે અને પોતાના શોભા શણગારને જાહેર ન કરે. (૩૧, સૂરે નુર)

(૨) અય નબી, આપ પોતાની પત્નીઓને, પોતાની દિકરીઓને અને તમામ મુસલમાન ઔરતોને જણાવી દો કે પોતાના ચહેરાઓને પોતાની ચાદરોના પાલવ વડે ઢાંકેલા રાખે. (સૂરે અહઝાબ)

(૩) બનાવસિંગાર કરી લોકોને પોતાની તરફ આકર્ષવાના હેતુથી બે પર્દા થઇને બહાર નીકળવાવાળી ઔરત કે જે પોતાની તરફ લોકોને આકર્ષવાવળી હશે અને પોતે લોકોની તરફ આકર્ષાશે, આવી ઔરતો જન્નતમાં દાખલ નહી થાય અને ન તો જન્નતની ખૂશ્બુ પામશે. જયારે કે જન્નતની ખૂશ્બુ ખૂબ દુરથી આવે છે. (મુસ્લિમ)

**૭. ઝીનાકાર ઔરત.**

સ્વચ્છ સમાજનું સૌથી ખરાબ દુષણ એવા મર્દ અને ઔરતો છે જેઓ કુદરતના અને સમાજના કાનૂનને ઠુકરાવી એકબીજા સાથે અનૈતિક સબંધો બાંધે છે ચાહે તેઓ અવિવાહિત હોય યા વિવાહિત. કુર્આને આવા મર્દ અને ઔરતને હદથી વધી જનારા કહ્યા છે. અને હદિષમાં આવ મર્દ, ઔરતો માટે જેઓ પોતાના ગંદા કૃત્યથી તૌબા ન કરે તો જહન્નમના તન્નુરમાં ભડભડ સળગવાની સજા પામનાર કહ્યા છે.

**૮. નજરબાજીની અને નાજાઈજ સબંધો રાખવાની બુરી ખસલત.**

કેટલીક ઔરતોને પરાયા મર્દો સાથે નજરબાજી લડાવવાનો શોખ હોય છે જે નિહાયત બુરી ખસલત છે. હદિષમાં આ બુરી ખસલતને ઝીનાકારીનો એક પ્રકાર જ ગણવામાં આવ્યો છે.

(૧) નબી સલ્લાલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે કે, 'આંખો ઝીના કરે છે અને આંખોનું ઝીના (ગૈર મર્દને) જોવુ છે.'

(૨) ફરમાવ્યું ! જોવાવાળા અને જેની તરફ જોવામાં આવે છે તે બન્ને ઉપર અલ્લાહની લાનત છે. (મિશ્કાત)

આ નજરબાજીને લઈને જ કામ આગળ વધે છે અને તે ધીમે ધીમે ખોટા સબંધોમાં પરિણામે છે ખાસ કરીને ભોળી જવાન છોકરીઓ પ્યાર મુહબ્બતના નામે નાજાઇઝ સબંધો અને લફરાઓમાં ફસાઇ જાય છે તેમાં બદનામ થવાથી કેટલીક વખતે જીંદગીભર વેઠવું પડે છે. આવા લફરાના સબંધો રાખવા એક ફેશન અને ગર્વની વાત થઇ ગઇ છે બલ્કે વધારે શર્મની વાત તો એ છે કે શાદીશુદા

છોકરીઓ પણ આવા નાજાઇઝ સબંધો શોખ ખાતર રાખતી થઇ ગઇ છે. આ એકદમ ગંદી અને બુરી ખસલત છે. સમજદાર અને દીનદાર ઔરતોને આનાથી બચવું જોઇએ.

**૯. ગૈર મર્દો સાથે છુટથી વાતચીત કરવી તેમજ નરમ લહેજાથી વાતો કરવી એ પણ બુરી ખસલત છે.**

ઇસ્લામ ઔરતને સંપૂર્ણ સુરક્ષાની તાલિમ આપે છે કે કોઇ પારકા મર્દ સાથે નરમ લહેજાથી પણ વાત ન કરો કે જેથી કોઇ દિલનો મરીજ ગલત ખયાલ કરી બેસે અને તમને પરેશાન કરે. પોતાના ભાઇના દોસ્તો સાથે, શોહરના દોસ્તો સાથે, અન્ય ઓળખાણ સબંધોવાળા સાથે કોઇ ચીજ ખરીદતી વખતે કોઇ દુકાનદાર કે કોઇ ફેરિયા સાથે વગેરે દરેક ગૈર મોહરીમની સાથે ઇસ્લામે નરમ લહેજાથી કે છુટછાટથી વાત કરવાની મનાઇ કરી છે આવી ખસલત ઔરતોની બુરી ખસલત ગણાય છે.

**૧૦. ફુઝુલ ખર્ચીની ખસલત.**

મોજશોખની એવી આદત રાખવી જેમ કેઃ

(૧) અવારનવાર બિનજરૂરી કપડા ખરીદવા, ઘરમાં બિનજરૂરી સજાવટની ચીજો ખરીદવી, હરવા ફરવાના ખોટા શોખ રાખી પૈસા વેડફવા.

(૨) શાદી વિવાહ કે અન્ય કોઇ પ્રસંગમાં ખોટા દેખાડા અને ખોટી જાહોજલાલી કે ઝાકળઝમાળ કરવાનો આગ્રહ રાખવો નવા નવા કુરિવાજો પાછળ બેફામ પૈસા ખરચવા ફોટોગ્રાફી-વિડિયોગ્રાફી કરાવવી આ બધુ કરવા શોહરને મજબુર કરવો.

આ એવી બુરી ખસલતો છે કે જે ખસલત ધરાવનારઓને કુર્આનએ "શયતાનના ભાઇ" કહ્યા છે.

**૧૧. હમલના રહી જવામાં રૂકાવટ કરવી અથવા હમલને તોડી નખાવવો.**

ઔરતોમાં રહેલી આ એક મોટી ગુનાહિત માનસિકતા છે અને અલ્લાહની નજરમાં કબીરા ગુનોહ છે. કેટલીક મુસલમાન ઔરતો ઔલાદ પેદા ન થાય, ગર્ભ ન રહે તે માટે ખોટા રસ્તા અપનાવે છે તેમજ રહી ગયેલ ગર્ભને એટલે કે એક જીવની હત્યા કરે છે. કુર્આન કહે છે. 'પોતાની ઔલાદની રોજીના ડરથી કતલ ન કરો અમે તમને પણ રોજી આપીશું અને તે ઔલાદને પણ.' (૧૫૧, સુરએ અન્આમ)

આ હત્યા કરનાર મર્દ ઔરતોની કયામતના દિવસે શી હાલત થશે જ્યારે એ નિર્દોષ બાળકી જેના ગર્ભને કતલ કરાવી નાખ્યો હશે પૂછવામાં આવશે. 'બિ અય્યિ ઝમ્બિમ કુતિલત' એટલે કે, તારો શુ વાંક હતો કે (તારા માં-બાપે) તને કતલ કરી નાખી (સુરએ તકવીર)

અલ્લાહતઆલા આપણા સૌની અંદરથી તેને ના પસંદ હોય તેવા દુર્ગુણો દુર કરે અને આપણને સૌને આપણી અંદર નેક ગુણો પેદા કરવાની તોફીક અતા ફરમાવે. આમીન

અને જે લોકોએ પોતાના પરવરદિગારની ખુશી પ્રાપ્ત કરવા માટે ધીરજ ધરી તથા નમાઝ કાયમ રાખી અને જે કાંઈ અમોએ તેમને આપ્યુ હતુ તેમાંથી છુપી અને જાહેર રીતે ખર્ચ કરી અને બુરાઈનો બદલો ભલાઈથી આપતા રહ્યા તેમનાજ માટે આખેરતના ઘરનું (સારૂ) પરીણામ છે.

(સુરત-૧૩, આયાત-૨૨)

જે લોકો એ પોતાના પરવરદિગાર નો ઈન્કાર કર્યો તેમની કરણીઓનો દાખલો તે રાખના (ઢગ) જેવો છે કે જેને વંટોળના દિવસે હવાનો સપાટો ઉડાળી મુકે છે, જે કાંઈ તેમણે કર્યુ હશે તેના કોઈ ભાગ ઉપર અધિકાર ધરાવતા ન હશે, અસાધારણ નિષ્ફળતા એજ તો છે.

(સુરત-૧૪, આયાત-૧૮)